# મોડાસા મહાલવાસીઓને

## પત્રિકા ૧.

લેખક:—મોહનલાલ વિઠ્ઠલદાસ ગાંધી.

# પત્રિકા ૧.

મોડાસા મહાલવાસીઓને આ મારો પ્રથમ પત્ર છે. મારી ઉમેદ છે કે આવા પત્રો દ્વારા હું વાંચનાર ભાઇઓની સેવા કરી શકું.

આપણે હજુ સુધી આખા મહાલની દૃષ્ટિથી જોતાં શીખ્યા નથી તો આખા દેશની તો વાતજ શી? છતાં મને ખાતરી છે કે મહાલના દરેક ગામોમાં એવા ભાઇઓ વસે છે, જેઓ એકમેકની સાથે ભાઇચારામાં જોડાઇ દેશની સેવા કરવા તત્પર છે. આપણે આપણા આંગણામાંથી બહાર આવી ઉંચે જોવા લાગ્યા નથી. આપણે કદાચ ચાલુ ઉંઘમાં પડી રહેવાનું પસંદ કરીયે પણ વખત એવો આવે છે કે તેમ કર્યે નહી પાલવે. જો આપણા ભાગ્યમાંજ જાગવાનું લખ્યું હશે, તો મિથ્યા કોણ કરશે?

તમે કહેશો કે જ્યારે આખો દેશ દેશની ભાવનાથી જાગી રહ્યો છે તેમાં વળી આ મહાલની ભાવના કેવી? હું કહું છું કે આપણો મહાલ એ હિંદનું માત્ર એક અંગ છે. આપણે મહાલની સેવા કરવામાં આખા દેશની સેવા કરીએ છીએ. આપણે આ સાર્વત્રિક ભાવને કદીએ અળગો નહીં કરીએ.

જ્યાં સંપ ત્યાં જંપ: જ્યાં જુથ ત્યાં જેમ. આપણે અંદર અંદર લડી મરવાથી નબળા પડી ગયા છીએ. આપણામાંથી જુથનું

જોર તદ્દન નાશ નથી પામ્યું પણ અત્યારે તે ઢીલું તો થઇ ગયું છે; એટલુંજ નહીં પણ એવા જુથનો લાભ આપણે લેવો જોઇએ તેવા રૂપમાં ન લેતાં તેનો ઘણી વેળાએ આડે માર્ગે ઉપયોગ કરીએ છીએ. માટે આપણા બધા મહાલવાસીઓએ એકજ લાગણીથી અને એકજ ભાવથી એકઠા થઇ, આપણી ઉન્નતિનો રસ્તો ખોળી કાઢવો જોઇએ. આપણે પેલા મરણ પથારીએ પડેલા કઠીઆરાની વાત તો ભૂલી ગયા નથી. છૂટી છૂટી કાઠીને ભાંગી શકાય છે પણ જ્યારે તેનો ભારો બાંધવામાં આવે છે, ત્યારે ભાંગી શકાતી નથી. એવુંજ આપણી સમાજ માટે છે. આપણે એકલ એકલ પડી જવાથી, બળવગરના, સ્વાર્થી અને નિરાશી થઇ રહ્યા છીએ. પણ આપણે આપણી બુદ્ધિ, અક્કલ, તથા ધૈર્યનો એક સમૂહ લાવી તેનો સમગ્ર ઉપયોગ કરીએ તો આપણે ઘણું જબરૂં બળ દાખવી શકીએ. એમ થતા અગાઉ આપણાં સામાજીક બળો નીતિના શુદ્ધ રંગથી રંગાવાં જોઇશે, તેમાં ભ્રાતૃભાવની સાચી લાગણી ઝગઝગી રહેવી જોઇશે.

અત્યારે તો આપણે તેજ વગરના થઇ ગયા છીએ. ખરા જ્ઞાનની જીજ્ઞાસા તો ઘણા વખતથી સૂકાઇ ગઇ છે. આપણી જીંદગીનું દૃષ્ટિબિંદુ ઘણુંજ સાંકડું બની ગયું છે. આપણને લાગે છે કે આપણે શક્તિ વગરના છીએ તેવાજ રહીશું. આપણે શક્તિ ક્યાંથી લાવીએ?

પણ આ દશા ગુલામીની દશા છે. ખરૂં જોતાં માણસ પોતામાંજ સંપૂર્ણ છે. તેની ઘણી ખરી હાજતો તેના પોતાથીજ પાર પડવી જોઇએ. છતાં અત્યારની સ્થિતિ આથી વિપરિત છે. આપણી શરીરસંપત્તિનું

રક્ષણ રાજ્ય કરે તોજ થઇ શકે; આપણને ન્યાય અદાલતો આપે તોજ મળી શકે; રાજ્ય ભણાવે તોજ ભણી શકાય; રાજ્ય મદદ કરે તોજ આપણા ઉદ્યોગો ચાલી શકે—આ ભાવો આપણા મગજમાં ઘુસી ગયા છે. ને આપણે અંદરના તેમજ બહારના ગુલામ બની ગયા છીએ. આવું છતાં આપણે સ્વરાજ્યવાદી કહેવરાવીએ છીએ અને સ્વરાજ્ય ભોગવવાનો દાવો કરીએ છીએ. જો આપણો આ દાવો ખરો હોય તો આપણે વર્તનથી સાબિત કરવો જોઇએ. કારણ તમે જાણો છો કે અત્યારે આપણે કસોટી ઉપર મૂકાયા છીએ.

હમણાં બે એવા બનાવો બન્યા છે, જેથી રાજ્ય અને પ્રજા વચ્ચેનો આપણો સંબધ ખુલ્લા રૂપમાં બહાર આવ્યો છે. આ બે બનાવો તે પંજાબનો અને ખીલાફતનાં અન્યાયોનો આ અન્યાયો આપણે નિર્બળ હોવાથી કરવામાં આવ્યા છે. અને આપણે નિર્બળ છીએ એ વાત સાચી છે. જો એમ ન હોત તો આવા ભયંકર અન્યાયો કદી પણ સહી શકીએ નહીં.

પંજાબમાં અમલદારોએ ઘણા અત્યાચારો કર્યા. જલીયાનવાળા બાગમાં સેંકડો નિર્દોષ માણસોની કતલ કરી ને હઝારોને ઘાયલ કર્યા. પ્રજા ઉપર કાબુ બેસાડવાને હવાઇ વિમાનોમાંથી દારૂના ગોળાઓ ફેંકવામાં આવ્યા. લશ્કરી કાયદાનો જુલમી અમલ જમાવવામાં આવ્યો; હજારો નિરપરાધી માણસો ને કેદ કરવામાં આવ્યાં; નજીવા ને બનાવટી ગુન્હાઓ માટે જાહેરમાં ફટકાવવામાં આવ્યા; સ્ત્રીઓનું અણછાજતું અપમાન કરવામાં આવ્યું; મરદોને

પેઠે ચલાવવામાં આવ્યા આમ અનેક રીતે પ્રજાનું માન ભંગ કરવામાં આવ્યું અને પશુ બળનું કારમું બળ તેના ભયંકર રૂપમાં વફાદાર પ્રજા ઉપર અજમાવવામાં આવ્યું. જો રાજ્યનો અમલ વધારે શાણો હોત, તો પોતાના વ્હાલા નાયકોને વગર અપરાધે કેદ કરવાથી દુઃખી ને નિરાશી થએલ, ને અમલદારોની કડક વર્તણુકથી એક પળભર ગુસ્સામાં આવી ગએલ, પંજાબી પ્રજાને શાન્ત કરી શકાઇ હોત ને કોઇપણ કમનશીબ બનાવ બનવા ન પામ્યો હોત. પણ હવે આપણને માલુમ પડે છે કે ફક્ત પ્રાન્તિક અમલદારોજ નહિ પણ વડી સરકાર પણ પોતાના પશુ બળ ઉપર મુસ્તાક છે ને તેથીજ તેઓ પ્રજાની લાગણી અવગણી શકે છે. આથીય વધારે મોટો અન્યાય મુસ્લીમ ભાઇઓની ધર્મની લાગણી દુઃખવવાનો છે. આપણા વડા પ્રધાને તુર્કીના સંબંધમાં વચનભંગ કર્યો છે. એટલુંજ નહિ પણ જાણે બધાં યુરોપીયન રાજ્યો તુર્કીની સલ્તનતને ભાંગી નાંખવા અને આખી ઇસ્લામી આલમને નિરસ્ત કરવા ઉમેદ ધરાવતાં હોય તેમ તુર્કીના પ્રદેશમાં પોતાની સત્તા બેસાડવા મંડી ગયાં છે ને મુસલમાનોના ધર્મ સ્થળોનું પણ રક્ષણ કરવું, એ અશકય થઇ પડયું છે. જો રાજ્ય પ્રજાનુંજ હોય તો આ પરિણામ નજ આવે. જો રાજ્ય પોતાના પશુ બળ ઉપર મુસ્તાક ન હોય, પણ લોકની ઇચ્છા પ્રમાણે ચાલનાર હોય, તો પણ આવું કદીએ ન બને. પણ આપણે હવેજ જોઇ શકીએ છીએ કે રાજ્યને પોતાની સત્તામાં, પોતાના બળમાં, સર્વોપરી શ્રદ્ધા છે, ને તે ગર્વથી જાણે એવું કહેવા માગે છે કે તમારી સહાય વગર અમો અમારૂં રાજ્ય ટકાવીએ છીએ ને ટકાવીશું. જો આ ખરૂં હોય તો સરકાર આપણી સહાય વડેજ ચાલે એ ખોટું ઠરે છે.

સત્ય શું છે? સત્ય એજ છે કે અંગ્રેજોને હિંદુસ્તાન આપણીજ સહાયથી મળ્યું છે; તે આપણી સહાય વડેજ ટકી રહ્યું છે ને જો ભવિષ્યમાં ટકવાનું હોય તો તે આપણા વડેજ ટકી શકે એમ છે. પણ અત્યારની સરકારી રાજનીતિ પોતાના વર્તનથી આ સત્યનો ઇન્કાર કરતી જણાય છે. આનું પરિણામ એ છે કે કાંતો આપણે રાજ્યના પશુબળ હેઠળ દબાયલા જીવન ગુજારવું, અગર તો તેમને સહાય આપવી બંધ કરી આપણું સાચું પુરૂષાર્થ સિદ્ધ કરવું. આપણે તેમની મદદ વગર સ્વરાજ્ય ચલાવવા સબળ હોઇએ, તોજ આપણે સાચા સ્વરાજ્યવાદીઓ છીએ. આપણો ને રાજ્યનો સંબંધ ઉંચનીચ નો નથી, ગુલામીનો નથી, પણ સરખી પાયરીનો છે. સરખી પાયરીનો સંબંધ ત્યારેજ કહેવાય કે તેઓ આપણને તેમના સરખા ગણે, અને રાજ્યનો સઘળો અમલ એમના મનસ્વિપણા મુજબ નહિ, પણ આપણી મરજી પ્રમાણે ચાલે. આ શી રીતે સિદ્ધ થઇ શકે?

આપણી માતૃભૂમિ આપણને બોલાવી રહી છે. આપણા દેશ નાયકોના હૃદયમાં આજે અસહકારનો મંત્ર ગાજી રહ્યો છે. નાયકોમાંના આપણા સાબરમતીના તપસ્વી—મહાત્મા ગાંધીજી—તેની અપૂર્વ અને પ્રજ્વલંત ધૂણી જગાવી રહયા છે. તે તેમની સાધનાનાં ફળ આજ ચોમેર પથરાવા લાગ્યાં છે, તેમના સત્યાગ્રહની આહલેક આજ હિંદને ખૂણે ખૂણે ગાજી રહી છે. તેમની પ્રાણભરી ફૂંકથી મરેલાઓ જાગવા માંડયા છે, જાગેલાઓ હીંડવા લાગ્યા છે, ને હીંડનારાઓ દોડવા પ્રયુક્તથયા છે. એ યોગધારીનો યોગમંત્ર આજે ઘણાહૃદયમાં છૂપો છૂપો અગ્નિ સળગાવી રહ્યો છે ને તેના પુણ્યપ્રતાપે આજે અનીતિના

પાયા ડગમગવા માંડયા છે, ને નીતિના સજીવન થવા લાગ્યા છે. આપણે પણ આ દેશના મહાયજ્ઞમાં આપણી જાતને હોમીએ.

અસહકાર ઉપર પ્રજાની તેમજ રાજ્યની કસોટી રહેલી છે. જો અસહકાર એટલે સહાય ન કરવાનો મંત્ર, એ બરાબર અમલમાં આવે તો કાંતો સરકાર પોતે પોતાની ભૂલો જોઇ શકશે ને કરેલા અન્યાયો માટે પ્રાયશ્ચિત કરશે. આમ કરતાં તેને પ્રજાનો સહકાર શોધવો પડશે ને પ્રજાની સંપૂર્ણ સ્વરાજ્યની માગણી કબુલ કરવી પડશે અગર તેને હરકોઇ રીતે રંજીત કરવી પડશે. બીજી તરફથી આવા પરિણામથી પ્રજાની સ્વરાજ્ય માટેની લાયકાતજ સાબિત થશે, એટલુંજ નહીં, પણ આવા આધ્યાત્મિક હથિયારની ફતેહ દુન્યાની સભ્યતામાં એક નવો તબક્કો શરૂ કરશે અને આજ પશુબલમાં અંધ થયેલી દુનિયા જોઇ શકશે કે જગતની શાન્તિ યા પ્રગતિ પશુબળમાં નહીં, પણ આત્મબળમાંજ રહેલી છે. પણ કદાચ અસહકારની સાધના નિષ્ફળ નીવડી તો ? તો ચોકસ છે કે તેથી આપણી લાયકાતનું માપ મળશે અને શાન્ત વિગ્રહ આપણને એક અમૂલ્ય શિક્ષણરૂપ થશે. ગમે તેમ થાય પણ સત્યની લડતનું ફળ નિરર્થક તો નજ નીવડે.

મહાત્મા ગાંધીજી લખે છે કે જો ત્રિગુણાત્મક માયામાંથી, મુકત થઇએ એટલે કે, સરકારી અમલહેઠળ ચાલતી શાળાઓમાંથી, સરકારી અદાલતોમાંથી, અને ધારાસભાઓમાંથી અને આપણી કેળવણીને આપણે પોતે ચલાવીએ, આપણી તકરારો આપણે પોતે પતાવીએ, અને તેમણે કરેલા કાયદાઓ પ્રત્યે તટસ્થ થઇએ, તોજ આપણે આપણા

અમલો ચલાવી શકીએ, તોજ આપણે દીવાની કે લશ્કરી અમલદારોને રાજીનામું આપવાનું કહી શકીએ, તોજ આપણે કર ભરનારાઓને કર નહિ આપવાની સલાહ આપી શકીએ. અસહકારનું રહસ્ય ઉપર બતાવી તેવી માયામાંથી મુક્તિ મેળવવાનું છે. આ બધામાં તાલીમ, આપભોગ, સ્વાર્થત્યાગ, રચનાની શક્તિ, શ્રદ્ધા ને હીમતની જરૂર છે. જો આપણે ધારીએ તો આપણે પણ આપણા મહાલમાં એક અસહકાર કમીટીની મારફત ઉપરનો અસહકારનો ક્રમ હાથ ધરી શકીએ છીએ.

પરંતુ, આ પત્ર લખવામાં મારી નેમ આ ઉપરાંત બે વસ્તુઓ ઉપર ખાસ ધ્યાન ખેંચવાની છે. આપણા મહાલમાં મહાલની એકે સભા કે મંડળ નથી, કે જે મારફત આપણે આપણાં દુઃખોને સમગ્રભાવે વિચારી ઉપાયો યોજી શકીએ. જો આપણે અહીં એવી એક સભા સ્થપાય તો તે સઘળા પ્રજાકીય સવાલો,-જેવાકેરાજકીય, સામાજીક, નૈતિક ઔદ્યોગિક અગર ઇતર સવાલો ઉપર પ્રજામત કેળવે તથા તેને અનુકુળ પ્રવૃત્તિઓ હાથ ધરે. આવી સભા એક બંધારણ રચી હયાતીમાં લાવવી જોઇએ. આ સાથે આવા એક બંધારણનો કાચો ખરડો તમારા અભિપ્રાય તથા સૂચનાઓ માટે મોકલેલો છે. સભાનું નામ કાર્યને યોગ્ય " મોડાસા મહાલ સભા " રાખ્યું છે.

આવોજ બીજો પ્રશ્ન " મોડાસા મહામહાજન મંડળ"નો છે. આ સવાલ જરા વિસ્તારથી વિચારવા જેવો છે. ઘણા ભાઇઓને આ સંબંધમાં વાતચિત કરવામાં આવી છે ને તેઓ ધારે છે કે જો ગામે

ગામ લવાદી કોર્ટો સ્થપાય અને તે બાબતમાં એવી યોજના ઘડવામાં આવે કે પોતાની તમામ લવાદી કોર્ટો અમુક એક બંધારણ હેઠળ કામ કરી તેમના કામનો હિસાબ મુખ્ય લવાદી કોર્ટને આપે, તો આપણે સસ્તો, સરળ અને સુતર ન્યાય આપવાની ગોઠવણ કરી શકીએ તેમ છે. ફક્ત એ માટે પ્રમાણિક માણસો ને સામાજીક સંપત્તિનો ટેકો જોઇએ. આપણે એક વખત આપણી પંચાયતો દ્વારા એ ખોટ પૂરી પાડતા પણ શાસ્ત્રીય પદ્ધતિથી રચાયલી સરકારી અદાલતો ને વકીલ વર્ગનું મંત્ર હાથમાં આવ્યાથી આપણે તે શકિતને વિસારી દીધી છે. પણ આપણામાંથી એ જતી રહી નથી. તેમાં સાધારણ બુદ્ધિ ને નેકીની જરૂર છે. કાજી કાયદાઓ જાણનારનું જે કામ કરતા તે કામ જ્યારે આપણો વકીલ વર્ગ હાથ ધરી શકે ને પોતાની હુશીઆરી કે જ્ઞાનનો ભાવ ન ખાતાં પોતાની શકિતનો ઉપયોગ સેવા અર્થે કરી શકે તોજ તેમણે પોતાનું જ્ઞાન સાર્થક કર્યું કહેવાય. વકીલોએ સમાજને જગાડવામાં, સમાજના હકોનું રક્ષણ કરવામાં, ને લોકને દોરવામાં અત્યાર લગી માન ભર્યો ભાગ ભજવ્યો છે. પણ સાચા લોકનાયકો બનવા માટે એમણે દેશના અવાજને સાંભળવો જોઇએ ને નફા તોટાની જાળમાં ન ફસાતાં, પોતાના જ્ઞાનનું ઓજસ દીપાવવું જોઇએ. ટુંકમાં, જો આપણે ધારીએ તો આપણો ન્યાયનો કારભાર હાથ લઇ શકીએ એમ છે. આ સંબંધમાં પણ આપના વિચારો ને સુચનાઓ માગું છું, દરમિયાન યોજના તૈયાર થાય છે.

ઉપરની બન્ને સંસ્થાઓ—"મોડાસા મહાલ સભા" તથ મોડાસા મહામહાજન મંડળ" જો આપણે હયાતીમાં લાવ શકીએ તો તેનું પરિણામ આ આવશે. આપણું સમ પ્રજાકીય જીવન સુરચિત, એકાગ્ર, અને પ્રગતિમાન થશે. આપણ માં સમગ્રપણે વિચાર કરવાની, કામ કરવાની અને વ્યવસ્થ કરવાની શક્તિ ઉદય પામશે, આપણામાં સ્ફુર્તિ આવશે, પ્રફુલ્લત આવશે. ફરીઆદ ટંટા જતા રહેશે. સંપ વધશે. આપણે ખર જીવનનો અનુભવ કરવા શકિતમાન થઇશું. આપણે જીંદગીને કાંઇ નવા પ્રકાશથી તપાસતા થઇશું—આપણો નવજન્મ થશે. આપણે ખરૂં નવજીવન પામીશું. આજ ખરૂં સ્વરાજ્ય છે. કેળવણી વગેરેના વિચાર આપણે બીજા પત્રમાં કરીશું. આશા છે કે આ સવાલને આપ ભેટી લેશો ને યોગ્ય કરશો.

લી. સેવક,

મો. વિ. ગાંધીના.

વંદે માતરમ્.

આ પત્રિકા મી૦ હરજીવન કાલીદાસ મહેતાએ ભારત-સેવા પ્રીન્ટીંગ પ્રેસ, નં. ૪, ૬, મેડીન ક્રોસ લેન, બેન્ક સ્ટ્રીટ, કોટ, મુંબઈમાં છાપી છે.